# વિશ્વવ્યાપક ધર્મ



પ્રકાશક:-
મી. મીરઝા મહેમુદ
સેક્રેટરી:-અહમદીઆ એસેમ્બલી.
૨૯, કોમર્સ સ્ટ્રીટ, કોટ
—મુંબઈ

# વિશ્વવ્યાપક ધર્મ

દુનિયાભરમાં જે કેટલીક અગત્યની ઘટનાઓ બની રહીછે તેમાં ખાસ નોંધવા લાયક બહાઈઝમ નામથી જાણીતી થયેલી ધાર્મિક ચળવળ છે. આ ચળવળ તરફ પૂર્વના તેમજ પશ્ચિમના વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે, અને જૂદી જૂદી કોમોના, જૂદા જૂદા પંથોના, અને જૂદી જૂદી પ્રજાઓનાં અસંખ્ય મનુષ્યોને પોતાના ઝુંડા નીચે એકત્રિત કરતી તે જગતના બધા ભાગોમાં ત્વરાથી પ્રસરી રહી છે. ધર્મના ઉદાર ભાવથી ભરપૂર એ ચળવળનો આધાર ભૂત સિદ્ધાંત બધા ધર્મોની એકતાપર રચાયો છે. એ ચળવળના **આત્મારૂપ** અવતારીક પુરૂષ **બહાઉલ્લાહ**ના શબ્દોમાં "બધી દુનિયાનું ભલું થાય અને પ્રજાઓ સુખી થાય; **બધી પ્રજાઓ** ધર્મના **એક રંગે રંગાય,**

અને મનુષ્યનો ભ્રાતૃભાવ ખીલે; મનુષ્ય મનુષ્ય વચ્ચે પ્રેમ અને એકતાનાં બંધન મજબુત થાય, ધર્મભેદ અને કાળા ગોરા રંગનો ભેદ ટળે, અને બધાં માણસો એકબીજાનાં સગાં સહોદર અને કુટુમ્બી તરીકે વર્તે—આ બધું આપણે ઇચ્છીએ છીએ. પોતાના દેશને પોતે ચાહે છે એમાં મનુષ્યને અભિમાન લેવા જેવું કશું નથી; પણ પોતાના માનવ બન્ધુને પોતે ચાહે છે એમાંજ તેણે સાચું અભિમાન ધરવું જોઇએ."

બહાઇઝમનાં ત્રણ સ્વરૂપ વિચારવા જેવા છેઃ પ્રથમ બાબ, જેમણે ઈશ્વરનો મહાન અવતાર ટુંક વખતમાં થશે એવું ભવિષ્ય ભાખ્યું હતું; પછી **બહાઉલ્લાહ**, જેમણે ઈશ્વરનો અવતાર પોતે છે એમ જાહેર કર્યું હતું; પછી **અબદુલબહા**, જેમને **અબ્બાસ અફેન્દીના** નામથી પણ ઓળખવામાં આવે છે અને જેઓ આજે દુનિયામાં બધા બહાઈ ધર્માનુયાયીઓના નેતા છે.

## બાબ

બાબ એટલે ઈશ્વરના અવતારને પધારવાના દરવાજારૂપ પોતે છે એવું જાહેર કરનાર, **મીરઝાં અલીમહમદ**નો જન્મ શીરાઝમાં ઈ. સ. ૧૮૧૯ના ઑક્ટોબરમાં થયો હતો. એમના પિતા ઉનના વેપારી હતા. ઈ. સ. ૧૮૪૪ એટલે હીજરી સન ૧૨૬૦ માં ૨૪ વર્ષની ઉમરે તેમણે પોતાને બાબ તરીકે જાહેર કર્યા હતા. બચપણમાંજ તેમના પિતા મરણ પામ્યા હતા, અને તેમના મામાએ તેમને ઉછેર્યા હતા.

તેમની સ્થિતિના યુવાનને છાજે એવી સામાન્ય કેળવણી તેમણે લીધી હતી, છતાં નાનપણથીજ તેઓ પવિત્ર અને સદ્ગુણી હતા, અને તેમની રીતભાત અને આકૃતિ આકર્ષક હતાં.

લોકધર્મનાં સત્ય સિદ્ધાંતો સમજાવી મનુષ્ય મનને વિશાળ કરવા સાથે તેમણે પોતાના ઉપદેશની શરૂઆત કરી. તેમણે કહ્યું:–"ભૂતકાળમાં અણીના

પ્રસંગોએ ઇશ્વરે પૃથ્વીપર પયગમ્બરને મોકલ્યા છે, અને એ પયગમ્બરે પરમ સત્ય પ્રકટ કર્યું છે. ભવિષ્યમાં પણ જ્યારે જરૂર પડશે ત્યારે તેમજ થશે. ”

એક લાખ યાત્રાળુઓ સમક્ષ મક્કામાં તેમણે પોતાનો ઉપલો ઉપદેશ પ્રથમ આપ્યો. મક્કાથી પાછા ફરતાં બુશાયરમાં જ્યારે આવ્યા ત્યારે તેમના ઉપદેશની અસર ઇરાનના ઘણા ખરા ભાગમાં પહોંચી ચૂકી હતી, અને તેમના ઉપદેશને માનનારાઓની સંખ્યા એટલીતો વધતી જતી હતી કે તેથી મુલ્લાંઓમાં ભારે ગભરાટ ફેલાયો.

ઉપલો ઉપદેશ જાહેરમાં મૂકયા પછી તરતજ કેટલાક ઝનુની મુલ્લાંઓની શીખવણીથી તેમને કેદ કરવામાં આવ્યા, અને જેમ જેમ તેમના ઉપદેશની અસર ફેલાતી ગઇ, તેમ તેમ તેમને એકમાંથી બીજી જેલમાં મોકલવામાં આવ્યા. છેવટે ઇ. સ. ૧૮૫૦ના

જુલાઈમાં તેમને ટેબ્રીઝમાં જાહેર રીતે ગોળી બ્હારથી ઠાર કરવામાં આવ્યા.

તેમના સિદ્ધાંત બહુ સાદા હતા. "ફક્ત ઇશ્વરમાં-જ પવિત્ર શ્રદ્ધા રાખો" એ તેમનો આદેશ હતો. ઉંચા પ્રકારનું નીતિમય જીવન ગાળવા પર તેમણે ખાસ ભાર મૂકયો છે, અને સ્ત્રી પુરૂષની સમાનતાનો તેમણે ઉપદેશ આપ્યો છે. તેમના શિક્ષણનો અને લખાણનો મોટો ભાગ પયગમ્બરની પધરામણીને લગતો છે. તેમણે એવી આગાહી કરી હતી કે તેમના ઉપદેશ અપાયાને ૧૯ વર્ષ પછી ઇશ્વરનો અવતાર જાહેર થશે.

ઇ. સ. ૧૮૫૨માં બધા આગેવાન બાબીઓને પકડી કેદ કરવામાં આવ્યા, અને કેટલાકને મારી નાખવામાં આવ્યા. ત્યાર પછી બાબીઓ પર એવો ભયંકર જુલમ ગુજારવામાં આવ્યો કે જેનો દાખલો ઇતિહાસમાં જડવો મુશ્કેલ છે. પોતાના ધર્મના સિદ્ધાંતોમાંથી

રંચ પણ ન ખસતાં પોતાના પ્રાણનું હસતે મોંએ બલિદાન આપનાર આ વીર **શહીદોની** સંખ્યા ૩૦ થી ૫૦ હજાર જેટલી અંકાઇ છે. જેમાં સ્ત્રીઓ પુરૂષો અને બાળકોનો પણ સમાવેશ થાય છે.

## (બહાઉલ્લાહ)

આજે બહાઉલ્લાહ (ઇશ્વરની વિભૂતિ)ના નામથી આખી દુનિયામાં જાણીતા થયેલા નુરજા **મીરઝાં હુસેનઅલીનો** જન્મ ઇ. સ. ૧૮૧૭માં ઇરાનના તહેરાન શહેરમાં થયો હતો. તેમના પિતા વજીર હતા અને દાદા વડા વજીર હતા. નાનપણથીજ લોકો તેમના તરફ માનની નજરથી જોતા હતા. તેમણે કશી કેળવણી લીધી નહોતી, તોપણ જ્યારે જ્યારે તેઓ વિદ્વાનોની સભાઓમાં જતા, અને ત્યાં ચર્ચાતા ઇશ્વર અને તત્ત્વજ્ઞાન સંબંધેના સૂક્ષ્મ વિષયો પરત્વે પોતાનો અભિપ્રાય દર્શાવતા ત્યારે તેમના ડહાપણ અને ચતુરાઇ જોઇ હાજર રહેલા સહુ કોઇ મુગ્ધ બની આફ્રીન થતા.

૨૭ વર્ષની ઉમ્મરે બાબના ઉપદેશની તેમને લગની લાગી, અને તેનો પ્રચાર કરવાને પોતે તત્પર થયા. બાબના ઉપદેશનો પ્રચાર પોતે પૂર વેગથી કરી રહ્યા છે એવી ખબર પડતાં તેમને કેદ કરવામાં આવ્યા અને તેમની સઘળી મિલકત જપ્ત થઇ. તેહરાનની જેલમાં ચાર માસ રાખ્યા પછી તેમને છૂટા કર્યા, અને તેમના કુટુમ્બ અને થોડા સાથીઓ સાથે, તેમણે ઉપાડેલી ચળવળ શાન્ત પડે એ હેતુથી બગદાદ મોકલી દેવામાં આવ્યા.

આશરે ૧૧ વર્ષ તેઓ બગદાદમાં રહ્યા. અહીંઆ ઇરાન અને અરબસ્તાનમાંથી ઘણા અનુયાયીઓ તેમના દર્શન માટે આવતા, અને તેમના વચન અને ઉપદેશમાં રહેલી શ્રદ્ધાની ઉંડી છાપ લઇ પાછા જતા. તેમનાં સિદ્ધાન્તોનો પ્રચાર અરબસ્તાનમાં થતો જોઇ ઉલ્માઓ ચોંકયા, અને તેમણે કોન્સ્ટન્ટીનોપલમાં તેમને મોકલાવ્યા.

કોન્સ્ટન્ટીનોપલ જતાં બગદાદ પાસે નજીબ પાશાના બાગમાં બાહાઉલ્લાહે અને તેમના કુટુમ્બે ૧૨ દિવસ સુધી મુકામ કર્યો. અહીંઆં પોતાના પુત્ર અબદુલબહા, અને કેટલાક અંતરંગ સથીઓને તેમણે જાહેર કર્યું કે જે ઇશ્વરાવતાર સંબંધે બાબની આગાહી હતી, અને પૃથ્વીપર ઈશ્વરનુ સામ્રાજ્ય સ્થાપવાને ભવિષ્યમાં ઈશ્વરનો અવતાર થશે એવી જે આગાહી બધા પયગમ્બરોએ ભાખી છે તે અવતાર પોતે છે.

કોન્સ્ટન્ટીનોપલમાં તેઓ પાંચ મહિના રહ્યા. અહીંઆં પણ તેમના સિદ્ધાંતોના પ્રચારથી તેમને રૂમાનિયામાં આવેલા આડ્રિયાનોપલમાં કાઢી મૂકવામાં આવ્યા. આમ કરવામાં મુરાદ એવી હતી કે તે શહેરમાં જથ્થુ અને ખ્રીસ્તી લોકોની વસ્તિ ઝાઝી હોવાથી તેમના સિદ્ધાંતનો પ્રચાર થતો અટકે. આડ્રિયાનોપલમાં તેઓ ૫ વર્ષ રહ્યા, તે દરમ્યાન તેમના

અનુયાયીઓની સંખ્યા જબરી વધી, એટલુંજ નહિ પરંતુ એ અનુયાયીઓનું નૈતિક અને આધ્યાત્મિક બળ પણ ખીલી નીકળ્યું.

૧૮૬૩ અને ૧૮૬૯ વચ્ચે બહાઉલ્લાહે દુનિયાના જૂદા જૂદા રાજા મહારાજાઓને પત્રો લખ્યા. તેમાં લખ્યું હતું કે "પ્રાણી માત્ર તરફના સનાતન પ્રેમને લીધે ઈશ્વર પોતે નિરાકાર જગતમાંથી સાકાર જગતમાં મનુષ્ય દેહે અવતર્યા છે," અને તેના સામ્રાજ્યના સદા ખુલ્લા રહેતા દરવાજામાં પ્રવેશ કરવાનો માર્ગ દાખલ થવાની ઇચ્છાવાળા સર્વને માટે તૈયાર છે.

આ પત્રો તેમણે મહારાણી વિક્ટોરિયાને, રશિયાના ઝારને, ફ્રાન્સના ત્રીજા નેપોલિયનને, જર્મનીના સમ્રાટને, અમેરિકાના પ્રેસિડન્ટને, પોપને, ઇરાનના શાહને, ટર્કીના સુલતાનને અને બીજાઓને પણ મોકલ્યા.

મહારાણી વિકટોરિયાએ જવાબ આપ્યો કે "આ પત્રમાનું સત્ય જો ઇશ્વર પ્રેરિત હશે તો તે જરૂર ટકશે અને કદાચ તેમ નહિં હોય તો તેથી કોઇને નુકશાન પણ નથી" એના જવાબમાં બહાઉલ્લાહે લખ્યું કે મહારાણીનું રાજ્ય દીર્ઘકાળ ટકશે અને આબાદી ભોગવશે. આ આગાહી સાચી નીવડી તે આપણે બધા જાણીએ છીએ.

રશિયાના ઝારે પત્રમાં લખેલા સત્યનો સ્વીકાર કર્યો, અને બહાઇ ધર્મનાં સિદ્ધાંતો શું છે તેની તપાસ માટે પોતાના એક ઉમરાવને મોકલી આપ્યો. આ ઉમરાવ પર બહાઉલ્લાહના ઉપદેશની સારી અસર થઇ અને તે પોતાને વતન પાછો ફર્યો.

પોપે પત્રની અવગણના કરી અને તેને બીજો પત્ર મળ્યો. તેમાં એને એવી તાકીદ આપવામાં આવી હતી કે તેના તુમાખી ભર્યા કૃત્યથી તેની ઐહિક સત્તા નાશ પામશે. ઇતિહાસ સાખ પૂરે છે કે ફ્રાન્સ અને

જર્મની વચ્ચેની ૧૮૭૦માં થયેલી લડાઇમાં ઇમેન્યુ-અલે પોપને કેદમાં નાંખ્યો હતો.

જર્મનીનો રાજા ફ્રેડરિક સીરીયા સુધી આવ્યો, અને બહાઉલ્લાહે તેને અકકામાં મળવાને આમંત્રણ કર્યું, છતાં ગયો નહિ. આ પરથી તેને ચેતવવામાં આવ્યો કે તે પોતાના દેશ પર કદિ રાજ્ય કરવા પામશે નહિ. આપણે જાણીએ છીએ કે તેની ભયંકર માંદગીને પ્રસંગે તેને તાજપોષીની ક્રિયા કરવામાં આવી, અને જર્મનીપર એક દિવસ પણ હકુમત ચલાવ્યા શિવાય તે મૃત્યુલોકનો મહેમાન થયો. ફ્રાન્સના નેપોલિયન રાજાએ પત્ર વાંચી ફેંકી દીધો અને કહ્યું, "જો તે ખુદા છે તો હું બે ખુદા છું." એ રાજાની સત્તા જ્યારે ઘણી જામી ત્યારે તેણે કહ્યું, "આ પૃથ્વીની સપાટી પર માત્ર ખુદા હું પોતેજ છું." "બહાઉલ્લાહે તેને બીજી પત્રિકા મોકલી અને એવી સૂચના કરી કે તે રાજ્યસત્તા

ભોગવશે, દેશનિકાલ થશે, અને ત્યાં મરણ પામશે. ૧૮૭૦માં ફ્રાંસ અને પ્રશિયા વચ્ચેની લડાઈમાં રાજ્યસત્તાને નિર્મૂળ કરી લોક સત્તાનો યુગ મંડાયો, અને ત્રીજા નેપોલિયનને ઇંગ્લાંડમાં નાશી જવું પડયું, જ્યાં બાહાઉલ્લાહે કરેલી આગાહી પ્રમાણે તે ગુજરી ગયો.

૧૮૬૮માં બહાઉલ્લાહને એકરમાં દેશપાર કર્યો. ટર્કીની સરકારનો કોપ વ્હોરી લેનારને એકરમાં કાળા પાણીની સજા મળતી. એક્કર કારમેલ પર્વતની ઉત્તરે છે, અને તેની આબોહવા નાદુરસ્ત હતી અને ત્યાં પહોંચવામાં મુશ્કેલી વેઠવી પડતી અહીંઆ બહાઉલ્લાહ અને તેમના સાથીઓને જેલની બે કોટડીઓમાં કેદ કરવામાં આવ્યા અને તેમને જે ખોરાક અપાતો તે પણ, આછો પાતળો અને પેટ પૂરતો નહિ. બે વર્ષની સખ્ત ટીપ ભોગવ્યા પછી તેમને અને તેમના કુટુંબને એક ઘરમાં રહેવાની સવડ કરી આપવામાં

આવી. થોડંક વર્ષ પછી અકકાથી નજદીકમાં તેમને પોતાનુ જીવન શેષ ગાળવાની રજા મળી. અકકાના મેદાનમાં બેહજી નામથી ઓળખાતા સ્થાનમાં બહાઉલ્લાહે ૧૮૯૨ના મેની તા. ૨૯મીએ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

તેમનાં મુખ્ય લખાણોમાં કીતાબુલ અકદસ (પ્રાગશાસ્ત્ર) કીતાબુલ એકાન (સત્યશાસ્ત્ર) ગુપ્ત સંદેશ, હેશરાકત, તજલ્યત, અને સ્વર્ગના સંદેશ છે. એ સિવાય તેમણે પત્રો લખેલા તેમને આપેલા ઉત્તરમાં પણ તેમના ઉપદેશની ઝાંખી થાય છે.

## અબ્દુલબંહા

બહાઉલ્લાહના સ્વર્ગવાસ પછી બહાઇ ધર્મીઓ નેતા વિનાના ન રહ્યા. બહાઉલ્લાહે પોતાના મૃત્યુ પહેલાં પોતાના અનુયાયીઓને લખીને તેમજ મોઢેથી એવું ફરમાન કર્યું હતું કે પોતાના સ્વર્ગવાસ પછી તેઓએ અબ્દુલબહાને પોતાના ગુરૂ તરીકે માનવા

અને અબદુલબહામાં પોતેજ અવતરેલા છે એમ ગણવું. અબદુલબહા દૈવી પુરૂષ છે એમ જણાવવાની અત્રે જરૂર નથી. તેમના અવતારથી પારસીઓમાં અને ખ્રીસ્તીઓમાં પ્રચલિત ભવિષ્યવાણી સાચી પડી છે. બાબ, બહાઉલ્લાહ, અને અબદુલબહા એ ત્રણ દિવ્ય આત્માઓ જેમના ધડાથી જીવન કેવી રીતે જીવવું એનો પાઠ મનુષ્ય જાતિને મળ્યો છે, અને જેમનું ઉપદેશામૃત આજની અને હવે પછીનાં હજારો વર્ષ સુધીની મનુષ્ય જાતિને આદર્શ સમાન રહેશે—તેમના આ લોકમાં અવતરવાથી જૂદાં જૂદાં ધર્મ શાસ્ત્રોમાં ભાખેલી ભવિષ્યવાણી કેવી રીતે સાચી ઠરી છે એ સંબંધે શાસ્ત્ર વિશારદ પંડિતોએ અનેક પુસ્તકો લખ્યાં છે, અને તેથી આ નાના પ્રસ્તાવમાં તે વિષે ઉલ્લેખ કરવાની જરૂર નથી.

ટુંકમાં, ખ્રીસ્તીભાઇઓ જેને બાઇબલમાંની આગાહી પ્રમાણે ઇશ્વરનો દિકરો માને છે તે અબદુલ-

બહા છે. "તે મને સાદ પાડી કહેશે, હે મારા પ્રભુ! તું મારો પિતા છે, અને મારા મોક્ષનું દ્વાર તું છે. વળી હું તેને મારો પાટવી કરી સ્થાપીશ, અને તેને દુનિયાના રાજાઓથી ઉંચે આસને બેસાડીશ."-બાઇબલનાં ગીત ૮૯; ૨૬, ૨૭ "યજમાનોનો પ્રભુ આમ કહે છે તે તેને સંભળાવો. શાખા જેનું નામ છે તે માણસને જૂઓ: તે તેની જગ્યામાંથી ઉત્પન્ન થશે. પ્રભુ મંદિર ખડું કરશે, તેનો મહિમા ગાશે, અને તેના આસનપર બેસી અમલ કરશે. તેના આસનપર બેસી તે ઉપદેશ દાતા પણ બનશે, અને તે બન્ને વચ્ચે શાંતિના સંદેશાની આપ લે થશે." ઝેકરીઆહ ૬; ૧૨, ૧૩. "ઝીયોનની પવિત્ર ટેકરી પર મેં મારા રાજાને સ્થાપ્યો છે. હું ફરમાન બહાર પાડીશ. ઇશ્વરે મને કહ્યું છે, તું મારો પુત્ર છે; આ દિવસે મેં તને પેદા કર્યો છે." ગીત ૨; ૬, ૭.

આ લેખકને કેટલાક ક્રીશ્ચીઅન ભાઇઓ તરફથી કહેવામાં આવ્યું છે કે અબદુલબહાના અવતર-

વાથી તેઓની શાહ બેહરામની આગાડી સાચી ઠરી છે. સૈકાઓ થયાં તેઓ (ઝોરાસ્ત્રીઅનો) એક એવા અવતારની આતુરતાથી રાહ જોતા રહ્યા છે કે જે તેના પિતા હુશીદર બુમીના તખ્તપર વિરાજી આખી દુનિયાપર અમલ ચલાવશે. તેઓ. એમ પણ માને છે કે એ અવતારથી આખી દુનિયાના લોકો વચ્ચે એકતા જામશે, જેમાં જૂદી જૂદી પ્રજાઓના જૂદા જૂદા ધર્મના અને વર્ણના લોકો ભળશે, અને તેની આજ્ઞાને પૂર્વ અને પશ્ચિમનાં સર્વ લોકો વધાવી લેશે. આ જુમ્બેશનો જેને સ્હેજ પણ ખ્યાલ હશે તે કબુલ કરશે કે જૂદા ધર્મનાં, વર્ણનાં અને પ્રજાનાં મનુષ્યોમાં એકતા ફેલાવવાનું કામ અબદુલબહાએ ઉમદા રીતે બજાવ્યું છે. તેમની મુલાકાત લેનાર મુસાફરો જણાવે છે કે એકજ ટેબલ પર બેસી જયુ, પારસીઓ, ખ્રીસ્તીઓ, અને મુસલમાનોને એક દીલીથી સહ ભોજન કરતા તેમણે જોયા છે. યુરોપ અને અમેરિકામાં તેમના ઉપ-

દેશના વેગથી થતા પ્રચારને લીધે આપણને સમજાય છે કે બહાઉલ્લાહના સિદ્ધાન્તો માત્ર પૂર્વ તરફના લોકોને ઉદ્દેશીને છે એવું નથી, પરંતુ પૂર્વ અને પશ્ચિમ બન્નેને તેમની એક સરખી જરૂર છે.

તા. ૨૩ મે ૧૮૪૪ને રોજ અબદુલ બહાનો જન્મ થયો. તેમની નાની ઉમરમાં તેમના પિતા કેદમા હતા અને તેમની મિલકત જપ્ત થઇ હતી. થોડાં વર્ષ પછી તેમના પિતાની સાથે તેમને બગદાદ જવું પડયું, અને અહીંઆ તેઓ તેમની સેવામાં મોટો ભાગ લેવા લાગ્યા. બગદાદથી કોન્સ્ટાન્ટીનોપલ અને ત્યાંથી આડ્રિયાનોપલ અને એકરમા એમ વારંવાર તેમના પિતાને દેશપાર કરવામાં આવ્યાથી તેમને નાનપણની કેળવણીમા અંતરાય આવ્યો, અને તે પછી તેઓ કોઇ શાળામાં ગયા નથી.

તેમના પિતા અને ૭૦ બહાઇઓ સાથે જયારે તેઓ એકરમાં હતા, અને તેમનામાંના ઘણાખરા

મલેરીયા અને બીજા રોગથી પીડાતા હતા ત્યારે તેઓ માંદાઓની સારી રીતે માવજત કરતા, અને પોતાના હસમુખા અને આનંદી સ્વભાવથી સર્વને આનંદ અને શાંતિ આપતા.

દર શુક્રવારે સવારમાં ગ.અબ્દુલબહા ગરીબોને દાન કરે છે. તેમના આગમનની રાહ જોતાં સ્ત્રી, પુરૂષ અને બાળક ભિખારીઓ સેંકડોની સંખ્યામાં તેમના દ્વાર આગળ ખડાંજ હોય છે. અહીંઆ આપણને અબ્દુલબહાનું ગરીબો પ્રત્યે વર્તન કેવું છે, તેમના પ્રત્યે તેમનો અજબ પ્રેમ કેટલો બધો છે અને તેમને તેઓ કેવી મદદ આપે છે તેની પ્રતીતિ થાય છે. દાન વ્હેંચતા ત્વરાથી એકથી બીજા તરફ વળતા, સમભાવ અને પ્રોત્સાહનાના એકાદ બે શબ્દો સંભળાવવા થોભી જતા, દરેક લાંબી પસારેલી હથેળીમાં કંઇને કંઇ દાન સેરવી દેતા, બાળકોના ચહેરાને પ્રેમ ભાવથી સ્પર્શતા, રસ્તે જતાં ઝભ્ભો ખેંચી વળગી પડતી

વૃદ્ધ ડોશીઓના હાથને ઝીલી લેતા, આંખ વિનાના ડોસાઓને પવિત્ર શબ્દોનું શ્રવણ કરાવતા; જાતે દાન લેવા આવવાને અશક્તોના સંબંધમાં પૂછપરછ કરતા, અને પ્રેમના સંદેશ અને આશિષ સાથે તેમને દાન મોકલાવી આપતા અબ્દુલબહા ખરે દેવદૂત સમાન છે તેની આપણને પ્રતીતિ થયા વિના રહેતી નથી.

૧૯૦૮ના ઉનાળા સુધી તેઓ ટર્કીની સરકારના કેદી હતા. ત્યાર પછી તેમને મુક્ત કરવામાં આવ્યા અને હવે ગમે ત્યાં જઈ શકે છે. એકરની કીલ્લાબંધી દિવાલો, જેમાં તેમને ૪૦ વર્ષ સુધી કેદ રહેવું પડયું તેમાંથી તેઓ ૧૯૧૦માં બહાર આવ્યા. અને ઇજીપ્ત ગયા. અહીંઆ અલેકઝાન્ડ્રીઆ પાસે રમલેહમાં તેઓ થોડા માસ રહ્યા અને વચ્ચે કેરો અને પોર્ટ સૈયદની પણ મુલાકાત તેમણે લીધી.

ઇજીપ્તના લોકોમાં અબ્દુલ બહા બહુ સારી રીતે

જાણીના છે, અને તે સંબંધમાં મોઆમીડ, જે બધા મુસલમાનોનું માનીતું પત્ર છે તેમાંથી થોડી લીટીઓ ટાંકીએ છીએ. "એકર અને સીરીઆમાં જીંદગીનો મોટો ભાગ રહેલા હોવા છતાં, ઇરાન, હિંદ, યુરોપ અને અમેરિકામાં અબ્દુલબહાના લાખો અનુયાયીઓ છે, જેઓ તેમને ઇશ્વર તુલ્ય સન્માને છે અને પૂજે છે.

"તેમના સંસર્ગમાં આવનાર દરેકને તેમનામાં મનુષ્ય સ્વભાવનું સંપૂર્ણ જ્ઞાન છે એમ લાગ્યા વિના રહેતું નથી. તેમની વાણીમાં છટા છે, અને તે હૃદયને સ્પર્શી આત્માને અજવાળે છે. તેમનો ઉપદેશ અને વાર્તાલાપ દુનિયાના મહાન પ્રશ્નોના ઉકેલને લગતા હોઈ ધર્મ ભેદ, જાતિભેદ, અને ભૂમિભેદને ઓગાળે છે અને ચીરકાળ ટકી રહે એવી બંધુતા અને એકતાના મૂળ દ્રઢ કરે છે."

ઇજીપ્તમાં દશ માસ રહ્યા પછી તેમણે યુરોપની મુસાફરી કરી સ્વીટઝર્લાંડ, ફ્રાન્સ, અને ઇંગ્લાંડની

મુલાકાત લીધી અને એલેકઝાંન્ડ્રીઆમાં પાછા ફર્યા.

એ બાદ તેઓ અમેરીકામાં ગયા જ્યાં તેમનો સારો સત્કાર થયો. અમેરીકાથી ઇજીપ્ત તરફ પાછા ફરતાં તેમણે લંડન, એડીનબરો, બુડાપેસ્ટ, પારીસ, સ્ટટગાર્ટ (જરમની) અને યુરોપના કેટલાક બીજા સ્થળોની ફરીથી મુલાકાત લીધી.

"પૂર્વના બ્લાની તમારી મુસાફરી દરમ્યાન અબદુલબહાને તમે મળ્યા હતા કે કેમ?" એ ખ્રીસ્તી પ્રજા સંઘના પ્રતિનિધિએ પૂછેલા સવાલનો મી. વેલેસ્લી ટયુડર પોલે જે જવાબ આપ્યો છે તેની ટુંકી નોંધ લઇ અમે નિરખીશું. "હા અબદુલબહાને હું અલેકઝાંન્ડ્રીઆ નજદીક મળ્યો છું. ત્યાં તે પોતાના કેટલાક અનુયાયીઓ સાથે વસે છે....તમની ઉમર ૬૫ વર્ષની છે, તેમના શરીરનું કદ મધ્યમ છે, અને તેઓ દેખાવમાં ભવ્ય છે........ભવિષ્યના જમાનાનાં આધ્યાત્મિક આદર્શનું પરમ દિવ્ય કેન્દ્ર સ્થાન તેઓજ છે એવી તેમને જોવાથી એકદમ પ્રતીતિ થાય છે. અબદુલબહાની શકિત અથવા તો તેમને આશ્રે રહી બાબ હવી ગુપ્ત શકિતનો જેમને પરિચય છે તમને નિઃશંક

એમજ લાગે છે કે આખી દુનિયાના ધાર્મિક તેમજ સામાજિક વિકાસને બહાઇ ધર્મનો રંગ જરૂર લાગશે. તેમના આશીર્વાદ લેવાને દુનિયાના હરેક ધર્મના અને હરેક ખુણેથી આવેલા યાત્રાળુ-અતિથિઓને હું મળ્યો છું, અને એકજ ટેબલની આસપાસ વિંટળાઇ જયુ, મુસલમાનો, હિન્દુઓ, પારસીઓ અને ખ્રીસ્તીઓ જે પરમ માન્યતા એક સરખી રીતે સ્વીકારી રહ્યા હતા તે એ કે ઇશ્વરે પૃથ્વીપર પોતાનો પેગમ્બર ફરીથી મોકલ્યો છે, તે પયગમ્બર તે બહાઉલ્લાહને છે. અને તેમના દ્વારા જે મહાન સંદેશ પ્રભુએ પાઠવ્યો છે તે પ્રજાઓની એકતા, મનુષ્યોનો ભ્રાતૃભાવ, દુનિયાભર શાંતિ, અને સર્વ ધર્મોના આધાર ભૂત સિદ્ધાન્તોનું પ્રકટીકરણ-એ છે"

## બહાઉલ્લાહનાં ઉપદેશ વચનો.

### તેમનો આદેશ.

બહાઉલ્લાહે ઇરાનના શાહને પોતાની અવતાર તરીકે પીછાન્ આપતાં કહ્યું "સર્વ શકિતમાન અને પરમપૂજ્ય તારા પ્રભુની ઇચ્છારૂપી વાયુથી ડોલતું આ

પાંદડું છે. પવન ફુંકાતાં તે શાન્ત કેમ રહી શકે? બહુ નામી અને બહુ ગુણગામી પ્રભુની ખાતર તે હાલ્યા વિના રહી ન જ શકે? એ પાંદડાને પવન ચાહે તેમ હલાવે છે, અને તેના અસ્તિત્વનો આધાર સનાતન અને સર્વવ્યાપક પ્રભુપર છે. સમસ્ત બ્રહ્માંડમાં પ્રભુનું નામ ગવાય અને તેના મહિમાની ઉજવણી થાય તેટલા માટે "પ્રભુનાં ફરમાનથી મને બોલવાની પ્રેરણા થઇ છે. ખરેખર, તે દયાળુ સર્વાત્મા સમક્ષ હું મૃતપ્રાય હતો, પણ તેણેજ મને પ્રેરણા કરી છે. ઉંચ કે નીચ સર્વ કોઇ અવગણે એવું પોતાની જોખમદારીથી કોઇ પણ બોલી શકે? જેને સર્વ શકિતમાન પ્રભુની સહાય છે, સનાતન સત્યોને શીખવાડનાર સર્વજ્ઞની જેને સહાય છે તે સિવાય કોઇ પણ કદિ પણ બોલી ન શકે."

તેમણે કહ્યું: "પ્રભુનો અને તેના અનુયાયીઓના ધર્મનો યુગ મંડાયો છે, તેની ઝંખી કાળાતીત સર્વેશ્વરની ઇચ્છા શક્તિથી સ્વર્ગમાંથી થઇ છે અને દુનિયાના મનુષ્યો વચ્ચે એકતા અને એખલાસ વધે એ તેનો ઉદ્દેશ છે. તેને કલેશ અને કુસુંપનું કારણ બનાવશો નહિ. એ દિવ્ય ધર્મ અને તેના ભવ્ય સિદ્ધાન્તોમાંથી એકતાની જ્યોતિ પ્રકાશશે, વિશ્વની પ્રગતિ સધાશે પ્રજાઓને તાલીમ મળશે, મનુષ્યને શાંતિનું સિંચન થશે, અને બધા દેશોપર શાંતિનું સામ્રાજ્ય વ્યાપશે. કોઇ પણ ધર્મને તિરસ્કારશો નહિ કે તેની સામે થશો નહિ. પ્રત્યેક મનુષ્ય પોતપોતાની મનની સ્થિતિ અનુસાર પ્રભુની મહત્તાનાં દર્શન કરી રહ્યા છે."

ઓ ! મિત્રો !"

"દુનિયાના બધા મનુષ્યો સાથે આનંદ અને લાવણ્યથી વ્યવહાર ચલાવો, બીજામાં ન હોય, અને

તે સત્વ તમારામાં હોય તો તેને તમારી મધુર અને પ્રેમાળ વાણી દ્વારાં તેનાં દર્શન કરાવો, સામો જો તેને ઝીલશે વા તેની કંઇ પણ અસર તેની પર થશે તો તમારો હેતુ પાર પડયો સમજજો. કદાચ તેમ ન બને તો તેની મુન્સફી પર વાત મૂકજો ? તેને જરાયે સતાવશો નહિં પણ તેને માટે પ્રાર્થના કરજો."

"પૃથ્વીપર વસતા મનુષ્યો ! પ્રભુના ધર્મને માટે તમે આપસ આપસમાં લઢશો ઝગડશો નહિ. એ ધર્મનો હેતુ સમસ્ત જગતને પ્રેમ ગાંઠે જોડવાનો છે. પ્રભુથી ડરીને ડગલાં ભરો, અને અજ્ઞાનના આવરણથી દૂર રહો. જે મનુષ્ય પોતાના મનુષ્ય બંધુમાં અને સર્વ સ્થળે પ્રભુની મૂર્તિનાંજ દર્શન કરવા ખાતર આખા જગત ગર પ્રેમભાવ રાખે તેને હજારો ધન્યવાદ છે."

## તેમનાં શિક્ષા વચનો

"ઓ ! પ્રભુ પ્રેમી લોકો ! તમારા સ્વાર્થમાં રચ્ય

પચ્ચા ન રહો. જગત પ્રગતિમાન થાય અને પ્રજાઓને તાલીમ મળે તે જોવા ખાતર ઉત્સુક બનો. પવિત્ર અને સુંદર કર્મથી તેમજ સદાચરણી વર્તનથી જગતની ઉન્નતિ સધાય છે. સુન્દર કર્મો ધર્મનાં સાચાં સહાયક છે, અને સદ્‌વર્તનથી તેને મદદ મળે છે. બહાના અનુયાયીઓ ! પવિત્રતાને મજબુત રીતે વળગી રહો. બહાના અનુયાયીઓને જ્ઞાનમાંથી સદાચારમાંથી અને ડહાપણમાંથી સાચી સમૃદ્ધિ સાંપડે છે, સ્વદેશ કે વતનમાંથી નહિ."

"ઓ પૃથ્વીપર વસતા ધનવંતો ! તમારામાંના જેઓ ગરીબ છે તેઓ મારી સોંપાયલી મીલકત (ટ્રસ્ટ) સમાન છે. તેથી તેઓની રક્ષા તમે કરજો; તમારાં પોતાનાં જ સુખ સાધન શોધવામાં દિનભર રખે મશગુલ રહેતા."

**જ્ઞાન.**

જ્ઞાનના સંબંધમાં તેમણે કહ્યું છે; પક્ષીઓને

પાંખ છે તેમ મનુષ્યને જ્ઞાન એ પાંખ સમાન છે. તે તેને ઉંચે ચઢવાની નિસરણી છે. દરેક મનુષ્ય જ્ઞાન મેળવવાની ફરજ છે, પણ એ જ્ઞાન એવું હોવું જોઇએ કે જેથી જગતના લોકોનું હિત સધાય. એ જ્ઞાન શબ્દોથી શરૂ થઇ શબ્દોમાં પૂરૂં થાય એવું ન હોવું જોઇએ. વિદ્યા અને કળાના વિશારદોને જગતના લોકોમાં ઉંચું સ્થાન છે. મનુષ્યનો ખરો ખજાનો જ્ઞાન છે. માન, વૈભવ, આનંદ, સુખ અને શાંતિ મેળવવાનું સાધન જ્ઞાન છે.”

“મનુષ્યની ઉન્નતિનો આધાર શ્રદ્ધા ડહાપણ, પવિત્રતા, બુદ્ધિ, અને કર્મપર છે. અજ્ઞાન, અશ્રદ્ધા, અસત્ય અને સ્વાર્થમયતાથી તેની અધોગતિ થાય છે.”

દયામય પ્રભુના ગુણોથી જ્યાં સુધી મનુષ્ય તરબોળ થયો નથી ત્યાં સુધી તે મનુષ્ય તરીકે ઓળખાવાને યોગ્ય નથી. પાસે પૈસો હોય, વિદ્યા કે વૈભવ હોય કલા હોય તેથી તે કંઇ મનુષ્ય નથી.”

## ફરજીઆત કેળવણી.

ફરજીઆત કેળવણી સંબંધમાં તેઓ કહે છેઃ "સર્વજ્ઞ પ્રભુનો હુકમ છે કે બધાએ પોતાના બાળકોને કેળવણી આપવી જોઇએ. પોતાનાં પુત્ર તેમજ પુત્રીને લખતાં વાંચતાં આવડે અને તઓ ધર્મશાસ્ત્રી શીખે એવી કેળવણી દરેક પિતાએ આપવી જોઇએ એવું પ્રભુનું ફરમાન છે. આ ફરમાનની અવગણના કરનાર ધનવાન પાસેથી તેનાં સંતાનની કેળવણી પૂરતી રકમ વસુલ કરવાનો હકક (અધ્યાત્મ સભાના ટ્રસ્ટીઓને છે. ગરીબ પિતાનાં સંતાનોને કેળવણી આપવાનો ભાર અધ્યાત્મ સભાને શીર છે. દુઃખી અને દર્દીનું વિરામ પામે તેટલા ખાતર અધ્યાત્મ સભાની યોજના કરવામાં આવી છે."

## ધંધો.

ધંધાના સંબંધમાં તેઓનું ફરમાન છે "વ્યાપાર, કાળ કે એવા કોઇ બીજા ધંધામાં લાગી જવું. એ '

તમારામાંના દરેકની ફરજ છે. તમારો ધંધો અને ઇશ્વર પૂજા એ બેમાં કશો ફેર નથી."

"આળસમાં તમારો સમય વ્યતીત કરતા નહિ. જેથી તમને અને બીજાઓને પણ લાભ થાય એવું કંઇ પણ કામ કરતા રહો "જે મનુષ્ય ભીખ માગતો બેસી રહે છે તે ઇશ્વરની નજરમાં અધમમાં અધમ છે"

## લગ્ન.

બ્રહ્મચર્ય અને સંન્યાસ ઉત્તેજનપાત્ર નથી, જ્યાં જ્યાં બની શકે ત્યાં બધાએ લગ્ન તો કરવાંજ જોઇએ. એક પત્નીવ્રતની તો બધાને જ ભલામણ છે.

બહાઉલ્લાહના શબ્દોમાં "બધા સાધુઓએ અને સંન્યાસીઓએ એકાંત છોડી આજે બહાર નીકળી પડવું જોઇએ, એટલે કે, સમાજમાં ઘુમતા થઇ જવું જોઇએ અને પોતાને અને બીજાઓને જેથી લાભ થાય એવી પ્રવૃત્તિમાં જોડાઈ જવું જોઇએ. લખ અને અલખ પરમાત્માના ગુણાનુવાદ ગાવાને સંતાનો

જન્મે એટલા માટે લગ્નમા જોડાવાની બધાને છૂટ છે"

## મદ્યપાન નિષેધ.

બધી બાબતમાં બહાઇ ધર્મીઓએ સંયમી થવું જરૂરનું છે. દારૂ વગેરે બધી જાતનાં વ્યસનથી દુર રહેવું જોઇએ. અફીણ કે એવા બીજા માદક પદાર્થ વાપરવાની સખ્ત મનાઇ છે. જુગાંર ત્યાજ્ય છે. તમાકુનો ઉપયોગ કરવાની પણ છુટ નથી.

## એક ભાષા.

'એક ભાષા'ના સંબંધમાં તેમનું ફરમાન છે કે પૃથ્વીના બધા રાજાઓએ અને રાજનીતિજ્ઞોએ મસલત કરી હાલમાં પ્રચલિત ભાષાઓમાંથી એકને અથવા તે કોઈ નવીન ભાષાને 'એક ભાષા તરીકે પસંદ કરવી જોઇએઃ અને દુનિયાની બધી શાળાઓમાં ભણતાં બાળકોને તેનું શિક્ષણ આપવું જોઇએ. લખાણની ભાષા સંબંધમાં પણ તેજ પ્રમાણે થવું જરૂરનું છે. બધા લોકો એક બીજાની બોલવાની અને લખ-

વાની ભાષાથી વાકેફ થવા જોઇએ. એમ થશે એટલે આખી પૃથ્વી એક દેશ સમાન થશે. એક ભાષા બોલાય એ એકતાને માટે પરમ જરૂરનું છે. વળી બાળક પોતાની જન્મ ભૂમિમાં બોલાતી ભાષા જાણે તે પહેલાં 'એક ભાષા તેણે જાણવી જોઇએ."

## શાંતિનું સામ્રાજ્ય.

શાંતિના સામ્રાજ્ય સંબંધમાં તેમનું કહેવું છે કે "દુનિયાનું ભલું થાય, પ્રજાઓ સુખી થાય, બધી પ્રજાઓ સમાન ધર્મ પાળે, બધા મનુષ્યો પરસ્પર બંધુભાવથી વર્તે, મનુષ્ય મનુષ્ય વચ્ચે પ્રેમ અને એકતાની ગાંઠ મજબુત જામે, ધર્મભેદ ઓગળે અને જાતિભેદ નષ્ટ થાય-આ બધું અમે માગીએ છીએ અને તેમ જરૂર બનશે. આ બધા વિના કારણના કજીઆ અને ખુન ખાર લડાઇઓ શાંત થશે, અને 'શાંતિનું સામ્રાજ્ય' ચારે તરફ ફેલાશે. કજીઆઓ અને ખુના મરકીનો અંત આવવો જોઇએ, અને બધાં

મનુષ્યોએ જાણે તેઓ એકજ કુટુંબનાં સગાં સહોદર હોય એમ વર્તવું જોઇએ...........મનુષ્યે પોતાના દેશને માટે અભિમાન ધરવા કરતાં પોતાના મનુષ્ય ભાઇને ચાહવામાં અભિમાન ધરવું જોઇએ."

તેઓ ખુલ્લી રીતે કહે છે કે "મનુષ્ય જાતિનું સર્વ રીતે સંરક્ષણ થાય તેટલા ખાતર 'શાંતિનું સામ્રાજ્ય' સ્થાપવાની અમારી સર્વને આજ્ઞા છે. દુનિયાના રાજામહારાજાઓએ સાથે મળી આ ઉદ્દેશ ને બર લાવવા પ્રયત્નશીલ થવું જોઇએ. તેથી જગતનું રક્ષણ થશે, અને સલાહસંપ વધશે. તેથી મનુષ્ય શકિત વિકાસ પામશે, અને દૈવી તેજનાં વ્હાણાં વાશે. પ્રભુના સેવકોના સુખને માટે બધા એમ વર્તે એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે."

## રાજ્ય ભકિત.

બાહાઇઓ જે જે દેશમાં વસતા હોય તે તે દેશમાં પ્રચલિત કાયદાઓને માન આપી તેઓ રાજ્ય-

ભકત બની રહે એવું તેમને બહાઉલ્લાહનું ફરમાન છે. તેઓ કહે છે. "દરેક દેશમાં કે રાજ્યમાં વસનાર કોઇપણ બહાઇ ધર્મીએ પોતાના દેશ કે વિભાગની સરકાર પ્રત્યે નિમકહલાલીથી, વિશ્વાસથી અને સચ્ચાઇથી વર્તવું. તેથી દુનિયાનાં લડાયક લશ્કરો શાંતિનાં સૈન્યમાં ફેરવાઇ જશે, અને મનુષ્યોમાંથી લાંચ, રૂસ્વત અને કજીઆ કંકાસ અંતર્ધાન થશે."

## અબદુલ બહાનાં ઉપદેશ વચન.

"પૃથ્વીના માનવીઓ પ્રભુમય જીવન ગાળતા બને, અજ્ઞાનીઓનો અજ્ઞાન અંધકાર દુર થાય, અશિક્ષિતો પણ પ્રભુ દરબારનું રહસ્ય જાણે, તેઓ જ્ઞાનના અમૃત ઝરણમાંથી ચાંચ બોળતા થાય, જંગલી પોતાના જંગલીપણાને છોડી દે, ઘાતકી ક્ષમાના પાઠ શીખે, અને દયા શૂન્ય મનુષ્યો આદર્શ શાંતિનું સ્મરણ કરતા થાય, એ બધાને માટે આત્માને કેળવવો. અને ધર્મનીતિને સતેજ કરવી એ

પ્રભુના અવતારનો ઉદ્દેશ છે. એ દિવ્ય અંશો મનુષ્યમાં ખીલી રહ્યા હોય નહિ તો અવતારનું અવતરવું નકામું છે, અને સત્યના સૂર્યનાં તેજ પણ મિથ્યા નીવડે. ”

“ ખુદાઈ નૂર ભર વિશ્વભર ચમકે, અને એ નૂર દ્વારા આસુરી પ્રકૃતિ તજી દૈવી સંપત્તિવાળો થાય એવી તાલીમ મનુષ્યના આત્માને આપવા અવતારો પ્રકટે છે. મનુષ્યનાં હૃદય અને આત્માને આકર્ષનાર પ્રેમ એ ચુંબક છે, તેથી મનુષ્યના હૃદમાં પ્રેમનાં કીરણ પ્રકટી તેમને ચોમેર ફેલાવવાં એ હેતુની સિદ્ધિ વાસ્તે ઈશ્વરનો અવતાર થાય છે. એ સત્ય બધા પયગમ્બરોએ ઉપદેશ્યું છે...........એ સત્યનો પ્રચાર જયાં સુધી દુનિયાભરમાં થાય નહિં, ત્યાં સુધી આપણે આપણા સર્વનો ભોગ દઇને, અને જરૂર પડે તો પ્રાણની પણ આહુતિ આપીને પ્રભુના સેવકો તરીકે કામ કરવા મંડી પડવું જોઇએ...........એ

સત્યનો પ્રચાર કરવાને ખરી કુંચી પ્રેમ છે. સત્યનો ખરો અર્થ પ્રેમ છે, અને અસત્યનો અર્થ દ્વેષ, કંકાસ અને તિરસ્કાર છે. પ્રેમ સિવાય બધું માત્ર ઉપર ઉપરનાં મોંઢાના શબ્દો છે. આ ધર્મ તો કર્મનો છે અને શબ્દનો નથી.

"ઓ માનનીય! મનુષ્ય જગત દૈવી બને, જગતના પ્રપંચમાં પચી રહેલા પવિત્ર બને. અજ્ઞાનીઓ જ્ઞાની બને, નાપાક પાક બને, દુનિયાના સર્વ મનુષ્યો વચ્ચે પરસ્પર એકતા, સુસંવાદ, અને પ્રેમની ગાંઠ બંધાય, આવશ્યક સંપનું સામ્રાજ્ય ફેલાય, અને અનાવશ્યક કુસંપનાં મૂળ છેદાઇ જાય, અને પરિણામે શાશ્વત સુખી અને શાંત જીવન ઝળકી નીકળે—એટલા ખાતર બધા પયગમ્બરોના પૃથ્વીપર અવતાર થયા છે."

"વિદ્યમાન જગત સંબંધમાં વિચાર કરો. એકતા, અનુરાગ, અને પરસ્પર શાંતિભર્યા વ્યવહારપર જીવન

દોરીનો આધાર છે, અને ટૂટ અને કજીઆ કંકાસમાં મૃત્યુ છે."

"બધાં જીવતરફ નજર કરો, અને તમને જણાશે કે જૂદાં જૂદાં તત્વોના મિશ્રણથી દરેક સ્થૂલ શરીર બંધાયું છે. એ તત્વોની એકતામાં જ્યારે ટૂટ પડે છે, ત્યારે સ્થૂલ શરીર મૃત્યુ પામે છે, તેનો નાશ થાય છે."

"એકતાનો સિદ્ધાંત જો કે હજારો વર્ષ જેટલો જૂનો છે, છતાં પૃથ્વીપર એ એકતા પૂર્ણતાની ટોચે પહોંચે એવો સંભવ પહેલાં ઓછો હતો; તેને પૂર્ણતાએ પહોંચવાને જોઇતાં સાધનની તે સમયમાં ખોટ હતી, અને પૃથ્વીના પાંચે ખંડો વચ્ચે પરસ્પર સંબંધ અને વ્યવહાર તે વખતે નહોતો થતો. વળી એકજ ખંડના લોકો વચ્ચે વિચારોની આપ લે કરવાની પણ મુસ્કેલી હતી. આમ હોવાથી એકજ સ્થળે દુનિયાના બધા લોકો વચ્ચે પરસ્પર વ્યવહાર

ચાલે, એકતા જામે, અને વિચારોની આપ લે થાય એ તે વખતે બનવા જોગ નહોતું. હાલમાં પરસ્પર સંબંધમાં આવવાનાં સાધન અનેક ગણાં વધ્યા છે, અને પાંચે ખંડો જાણે એકજ દેશ સમાન હોય એવી સ્થિતિ પ્રાપ્ત થઇ છે."

તેઓ જણાવે છે કે "જો કોઇ મનુષ્યના વર્તનથી બીજાના હૃદયને સંતાપ થાય કે બીજાનો આત્મા ખીન્ન થાય તો જમીનપર બે પગ લઇ ચાલવા કરતાં પૃથ્વી માર્ગ કરે તો તેણે તેમાં સમાઇ જવું બહેતર છે. જો કોઇપણ મનુષ્ય અંતરમાં પોતાના મનુષ્યભાઇનું અહિત કરવાની વૃત્તિ જન્મે, તો તેનું જીવ્યું સર્વ અવૃથા છે કેમકે એવા મનુષ્યનો અભાવ તેના અસ્તિત્વ કરતાં, તેનું મૃત્યું તેના જીવન કરતાં વધારે ચઢીઆતું છે."

"તેથી મારી સલાહ તમને એવી છે કે બધા મનુષ્યો પ્રત્યે સમભાવ દર્શાવવા, અને તેમની સાથે

વ્યવહારમાં પૂર્ણ પ્રેમથી કામ લેવા તમારાથી બને તેટલા પ્રમાણુમાં વધારે ને વધારે પ્રયત્નવાન થજો. જાતીય, દેશીય, ધાર્મીક, કોમી, રાજકીય, વ્યાપારિક, ઔદ્યોગિક, અને કૃષિ વિષયક ભેદોને લીધે પરિણુમતા દ્વેષકે ઇર્ષ્યાને તમારામાંથી બીલકુલ દુર કરજો, અને તોજ તમે મનુષ્યનાં રચેલાં બંધનોમાંથી મુકત થઇ સમસ્ત મનુષ્ય જાતિ માટે એકતાની ઇમારતનો પાયો નાંખશો. બધા દેશો એકજ દેશ સમાન છે, અને બધી પ્રજાનાં મનુષ્યો પ્રભુ પિતાનાં એક સરખાં બાળકો છે."

તેઓ કહે છેઃ "એકતા અને મિત્રતાનાં કારણોને ખુબ સેવજો. દરેક વસ્તુના મૂળમાં પ્રભુનો પ્રેમ હોવો જોઇએ. દિવ્ય પ્રભુ પ્રેમથી આપણે એક બીજાને ચાહતા થવું એ સૌથી પરમ મંત્ર છે. પ્રભુના પ્રેમ સિવાય બીજી કોઇ પણુ ચીજ માટે 'પ્રેમ' એ શબ્દ સંજ્ઞા કદિ વપરાતી નથી. પ્રભુ પ્રેમ સિવાયનો પ્રેમ

ક્ષુદ્ર પ્રેમ છે, અને તેનો સંબંધ મનુષ્ય જગત સાથે નહિ, પણ પ્રાણી જગત સાથે છે. પ્રભુ પ્રેમનો અર્થ પ્રભુનાં બાળકોને ચાહવાં એ છે, અને એવો પ્રભુ પ્રેમ રાખવો એ મનુષ્ય હોવાનું લક્ષણ છે. પ્રભુની ઇચ્છાને આધીન રહી વર્તવા સિવાય મનુષ્યને બીજુ કોઇ કર્તવ્ય નથી. ગાઢા પ્રેમમાં હંમેશાં એક બીજાની સાથે રહેનાર ઘણા મનુષ્યોનો પ્રેમ આખરે શત્રુતામાં ફેરવાઇ જાય છે, તેનું કારણ એ છે કે તેમનો પ્રેમ ક્ષુદ્ર હોય છે અને પ્રભુ પ્રેમની સાથે કોઇ પણ જાતના સંબંધ વિનાનો હોય છે."

એક યાત્રાળુને અબ્દુલ્લ બહાએ એક વખત આ પ્રમાણે કહ્યું; "આપણે આજે જે આરબ લોકોને મળ્યા તેમનામાં સંસ્કૃતિ કે જ્ઞાનનો છાંટો નથી. પોતાના આગળ બીજા બધાને તેઓ તુચ્છ સમજે છે, અને કેળવણીના સંસ્કાર તેમનામાં આવે એ બહુજ જરૂરનું છે. યુરોપના લોકો જ્યારે આરબ

લોકોને જૂએ છે ત્યારે તેઓ કહે છે, અને તેઓ કહે છે તે ખરૂં પણ છે, કે આરબ લોકો કેવળ બીન સંસ્કારી પ્રજા છે. પણ એ લોકો પોતાને સ્વતંત્ર સમજે છે. એવીજ રીતે જેઓ પોતે પોતાને સંસ્કૃતિવાળા સમજે છે તેઓ ભલે કહે કે આ ધાર્મીક વિષય સંબંધમાં તેમને કશું લેવા દેવા નથી. પણ જેઓએ આધ્યાત્મિક વિષયમાં ચંચૂપાત કર્યોછે, તેઓ ખરી વાત જાણે છે અને તેમને જણાય છે કે તેઓમાં આત્માના ઉજેશની ન્યુનતા છે. સંસ્કૃતિ જો શરીર છે, તો અધ્યાત્મ એ આત્મા છે. આત્મા વિનાનું શરીર ગમે તેટલું સુન્દર હોવા છતાં કશા કામનું નથી.”

ગોરા કાળાના ભેદ સંબંધે અબદુલ બહા કહે છે. “ગોરા અને કાળા વચ્ચે કશો ભેદ ન હોવો જોઇએ. બધાં એક ઇશ્વરનાં સંતાનો છે. એકજ ઈશ્વરે બધાંને પેદા કર્યાં છે. ઇશ્વરના રાજ્યમાં ગોરૂં કે કાળું

નથી. પવિત્ર હૃદય, પછી ભલે તે ગોરાનું હોય કે કાળાનું હોય, પણ તે શ્રેષ્ઠ છે. મારે એક નોકર હતો. તેનું નામ અસ્પન્દીઆર હતું. તે સો ગોરા કરતાં વધારે સારો હતો. તે સ્વભાવે આનંદી; નિમકહલાલ અને પ્રમાણિક હતો. તેની બુદ્ધિ એટલી તો તીક્ષ્ણ હતી કે આપણને છક કરે."

"જાતીય ભેદનો સવાલ બહુ શોક ઉપજાવે એવો છે. કાળા ગોરાને ધિક્કારે છે, અને ગોરા કાળા તરફ અવિશ્વાસની નજરે જૂએ છે. તમે એવો કશો ભેદ ગણતા નથી એમ તમારે બતાવી આપવું જોઈએ એ ભેદ કાયમ રહેશે તો બન્ને જાતીને માટે ખેદ-કારક પરિણામ આવશે."

તેઓએ કહ્યું છે કે "આપણા આત્માની આંખ ખોલવી જોઈએ કે જેથી આપણે સર્વસ્થળે પ્રભુનાં દર્શન કરી શકીશું. આપણને દરેક ચીજ પ્રભુમય જણાય."

"જ્યારે આપણે કોઇ મનુષ્ય તરફ દ્રષ્ટિ કરીએ ત્યારે આપણે તેનામાં રહેલા આત્મા તરફ નજર માંડવી જોઇએ. તે પ્રભુનું સંતાન છે, અને તેના પર પ્રભુની માલિકી છે. એમ પ્રભુ સાથે તેને સંબંધ છે, એવી દ્રષ્ટિથી આપણે જોવું જોઇએ. તેના દોષ કે અપૂર્ણતા તરફ નજર ન કરતાં તેના જીવનને ટકાવી રાખનાર તેના અંતસ્થ આત્મા તરફ જોવું જોઇએ."

"તેથી, જ્યારે આપણે કોઇ મનુષ્યને જોઇએ, તેના તરફ પ્રેમ દર્શાવીએ, અને તેને વખાણીએ ત્યારે તેનામાં રહેલા ઇશ્વરના પ્રભાવને આપણે વખાણીએ છીએ."

"આપણે એક આયના તરફ જોઇએ, તેને વખાણીએ. અને કહીએ 'અહા ! તે કેટલો બધો તેજસ્વી છે ! પણ આયનો પોતે અંધકારરૂપ છે. તેજને ઝીલી તેનું પ્રતિબિંબ પાડે છે તેથી તે આપણને તેજસ્વી લાગે છે. તેના પર જો મેલનાં પડ હોય

તો તેનું પ્રતિબિંબ સાવ ચોકખું પડશે નહિં."

"આપણે આપણું હૃદય સ્વચ્છ અને પવિત્ર બનાવવાનો પ્રયત્ન હમેંશાં કરવો જોઇએ, એટલે તેમાથી આત્માનાં તેજનાં ચોકખાં કિરણ પ્રતિબિંબ રૂપે ફેલાતાં થશે."

તેમની સલાહ છે કે "દ્વેષ અને તિરસ્કારનો છાંટો રહેવા ન પામે એવું પવિત્ર અને શુધ્ધ હૃદયને બનાવવું જોઇએ, અને મનુષ્ય જગત પ્રત્યે સાચી નિષ્ટા, સમાધાની, ન્યાય અને પ્રેમથી વર્તે એવા સંસ્કાર તેમાં જગાડવા જોઇએ. આમ થશે એટલે પૂર્વ અને પશ્ચિમના લોકો બે પ્રેમીઓની માફક એકમેકને ભેટતા થશે, મનુષ્ય જગતમાંથી વેરભાવ નાશ પામશે, અને શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે."

તેઓ કહે છે કે "જે સત્ય જીવન જીવનાર, પરમ શ્રદ્ધાળુ, ન્યાયી શાંતિપ્રિય, અને ઇશ્વરાભિમુખ છે તેને તમે સ્વર્ગના દૂત સમાન જાણજો."

"જે આ દુનિયાની દુગ્ધામાં રચ્યો પચ્યો રહેતો હોય, જેનામાં સત્યનો કે ત્યાગનો અંશ ન હોય જે ઇશ્વરથી વિમુખ હોય, જે ભજન કીર્તન કરતો ન હોય: તેને અંધકારના વૃક્ષ સમાન જાણજો. ઇશ્વર એક છે એમ કહેવું તેમાં કંઇ સાચી માન્યતા સમાતી નથી. મનુષ્ય દૈવી લક્ષણવાળો બને એજ સાચી માન્યતાનો અર્થ છે. એ જ્ઞાનથી છવાયલો મનુષ્ય જ્ઞાની થાય; બેદરકાર પોતાના અંતરના અવાજને ઓળખતો થાય; નિદ્રામાં સૂતેલો જાગ્રત થાય; જગતના પ્રપંચમાં પચી રહેલો સ્વર્ગ સુખને શોધતો બને; આસુરી સંપત્તિવાળો દૈવી સંપત્તિથી વિભૂષિત બને–આ બધાનો અર્થજ સાચી માન્યતા છે."

'ઇશ્વરને રસ્તે મનુષ્યે પોતાની જીવન મુસાફરી કરવી જોઇએ એમ હું તેથીજ કહું છું. અહોરાત્ર તેણે વધારે ને વધારે સારા બનવાને પ્રયત્નવાન થવું જોઇએ, તેની આસ્થા વધારે ને વધારે દ્રઢ થવી જોઇએ

તેના સદ્‌ગુણો વધારે ને વધારે ખીલવા જોઇએ, તે વધારેને વધારે ઇશ્વરાભિમુખ થવો જોઇએ, અને તેનામાં પ્રેમાગ્નિ વધારે ને વધારે પ્રજ્વલિત થવો જોઇએ. આમ થવાથી તે દિનપર દિન આગળ વધશે. આગળ ન વધવું એ પાછળ પડવાની નિશાની છે. ઉડતું પક્ષી ઉંચે ને ઉંચે ચઢતું જાય છે. તે ઉડતું બંધ રહે છે કે જમીનપર આવે છે.” “સ્વાર્થને સંતોષવા ખાતર પાર્થિવ ઇચ્છાઓનો જન્મ તમારા અંતરમાં થવા દેશો નહિ, કારણ કે અધ્યાત્મ જ્ઞાનની ટોચેથી તમને નીચે ઘસડી પાડવાને એકજ પાર્થિવ ઇચ્છા બસ છે. આત્મા પંખી સમાન છે. જ્યારે પંખી આકાશમાં ઉડે છે ત્યારે તે હંમેશાં ઉંચે ને ઉંચે ગતિ કરે છે. ક્ષુદ્ર વિષય લાલસા એ પારધી સમાન છે. ઉડતા પંખીને કેવી રીતે જાળમાં પકડું એનું તે હમેંશાં ચિંતન કરે છે. જેમ હવામાં વિચરતા પંખીને પારધી તાકે છે અને નીચે જમીનપર પટકે છે, મનુષ્યના અંતરમાં ઉદ્‌-

વતી તેવી રીતે ક્ષુદ્ર વિષય લાલસા આત્માને અધો-ગતિને રસ્તે પટકે છે. પંખીને નીચે પડવાને પાર ધીનું એકજ તીર તેની એકજ ગોળીબસ છે. આત્મા પરત્વે આ તીર, તે આ જગતના વિષયોનો મોહ એના પ્રપંચાત્મામક વ્યવહાર, એની ક્ષુદ્ર લાલસાઓ અમે એનાં ક્ષુદ્ર માન અકરામ માટેની ઘડમથલ સિવાય બીજું કશું નથી."

"હરેક રસ્તે ક્ષુદ્ર વિષય લાલસા રૂપી પારધી પંખીને ઉંચે ચઢતાં અટકાવશે, અને તેથી તમારે દીનભાવે પ્રભુ પ્રાર્થના કરવી જોઇએ કે "હે પ્રભુ! મને મારા પોતાનાથી બચાવો! મારા આત્માને મારા અંતરમાં ઉદ્ભવતી ક્ષુદ્ર વિષય લાલ-સાઓથી બચાવો!"

## સાચો ધર્મ.

સત્ય જીવન જીવવું.

કોઇને લેશપણ પીડા ન આપવી; પરસ્પર જીગ-રથી ચાહવું.

બધા મનુષ્યો પ્રત્યે માયાળુ વર્તન રાખવું, અને તેમને અંતરના ઉમળકાથી ચાહવાં.

કદાચ દુઃખ પડે કે વિરોધ જાગે, તોપણ સહન કરવું અને તેમ કરતાં બની શકે તેટલા પ્રમાણમાં માયાળુ બનવું, એટલુંજ નહિં પણ ઉપરાંત, સર્વપર પ્રેમ રાખવો.

ભારેમાં ભારે નુકશાન થાય તોપણ આનંદમાં રહેવું, કેમકે વિપત્તિ એ પ્રભુના ઘરની બક્ષીસ છે.

બીજાઓની ભૂલ સંબધમાં મૂંગા રહેવું, તેમને માટે પ્રાર્થના કરવી, તેમને મદદ કરવી, અને આપણા માયાળુ વર્તનથી તેમની ભૂલ સુધારવી.

હંમેશા ગુણગ્રાહી બનવું, દોષ દ્રષ્ટિ જરા પણ ન રાખવી. માણસમાં દશ ગુણ હોય અને એક દોષ હોય તો દશ ગુણને જોવા, પણ એક દોષ તરફ આંખ મીંચવી જો તેનામાં દશ દોષ હોય અને એક ગુણ હોય તો ગુણ તરફ નજર કરવીપણ દશ દોષ તરફ બીલકુલ ન જોવું

કોઈનું કદિ બુરૂં ન બોલવું, પછી ભલે તે આપણો દુશ્મન હોય.

બીજાના દોષ સંબંધમાં કોઈ આપણા આગળ બોલે તેને ઠપકો આપવો.

બીજાનું કલ્યાણ થાય એ રીતે આપણાં બધાં કામ કરવાં. આપણા પોતાનાથી અને દુનિયાથી આપણું હૃદય પર રાખવું.

નમ્ર બનવું.

એક બીજાની સેવા કરવી અને આપણા મનુષ્ય-ભાઇથી આપણે ઉતરતા છીએ એમ સમજતા થવું.

બધાં શરીર—દેવળોમાં એકજ આત્મા રૂપ બનો કારણ કે એક બીજા પ્રત્યે જેમ જેમ વધારે ને વધારે પ્રેમ રાખતા થઈશું તેમ તેમ પ્રભુની વધારેને વધારે નજદીક આપણે જઈશું. આપણો પ્રેમ, આપણી એકતા, આપણો સેવાભાવ એ શબ્દોમાંજ નહિં પણ કાર્યમાં દેખાવા જોઈએ.

સાવધ બની ડહાપણથી વર્તવું.

સત્ય પરાયણ બનવું.

આતિશ્ય સત્કાર કરતા થવું.

માન આપતાં શીખવું.

દુ:ખી અને દર્દીને દિલાસારૂપ થવું; શોકાતુરને સાંત્વન આપવું; ભૂખ્યાને ભોજન; ભૂલ્યાને દોરી દ્વારે આણવા; તરસ્યાની તરસ છીપાવવી; દરેકના માર્ગદર્શક બનવું; અંધકારમાં જ્યોતિરૂપ થવું; ખુદાઇ નુરની ઈચ્છાવાળા સર્વને તેની ઝાંખી કરાવવા પ્રયત્ન શીલ થવું.



# બહાઈ પુસ્તકો



અંગ્રેજી, ફારસી, ઉર્દુ તથા ગુજરાતી ભાષામાં નીચેને ઠેકાણેથી વેચાતા મળશે.

બહાઈ હોલ,

૨૯, ફોરબ્સ સ્ટ્રીટ, **કોટ—મુંબઈ.**

સુરત-સ્ટેશન રોડ ઉપર આવેલા શ્રી “મહાશક્તિ” પ્રિન્ટીંગ વર્ક્સમાં ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ છાપ્યું અને **મી. મીરઝા મહેમુદ** સેક્રેટરી **બહાઈ એસેમ્બ્લી** એમણે ૨૯, ફોર્બસ સ્ટ્રીટ કોટ-મુંબઈમાંથી પ્રકટ કર્યું.